# શ્રી ગુરુ

લખી છપાવી પ્રા.

કપરણી નાથાલાલ સામળદા

રાયપુર હાન્ડીજીનસડીપ્રેરડ સ્કૂલના હ

(અમદ

ગુરૂ ગોવિંદ દોનૂ ખડે, કિસકે લાગું પાય;
બલિહારી ગુરૂદેવકી, (જિને) ગોવિંદ દિયે બતાય.

અમદાવાદ—"ધી ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૪૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

મૂલ્ય અમૂલ્ય.

વારંવાર;
કરે તારણહાર.

બ્રહ્મા ગુરૂ વિષ્ણુ છે, ગુરૂ મહેશ્વરરૂપ;
એ માટે ગુરૂરાજને, નમો નિત્ય સુખરૂપ.

કલ્પતરૂ છે સદ્ગુરૂ, આપે વંછિત લાભ;
ગુરૂવિમુખ થઈયે નહિ, નહિતો મળે કુલાભ.

ॐ श्री परमात्मने नमः

# ગુરૂ-મહિમા.

( દોહરા )

ગુરૂમહિમા લખું સ્નેહથી, ધરી વિદ્યાર્થીનું સુખ;
જે કોઇ સમજી ચાલશે, નહિ પામે તે દુઃખ. ૧
આપ વડાઇ નહિ લખી, નથી કરી નિંદાય;
કોઇને ખોટું લાગે તો, કરજો ક્ષમા સદાય. ૨
ગુરૂ ગોવિંદ દોનું ખડે, કિસકે લાગું પાય.?
બલિહારી ગુરૂદેવકી, ગોવિંદ દિયે બતાય. ૩

ભાઇઓ! આ ગુરૂમહિમા ઇશ્વરીજ્ઞાન આપનાર સાધુ મહાત્માઓને લાગુ પડે છે એમ સમજશો નહિ. દુનિયાના ખાડા ખરાબાવાળા જે હાનિકર્તા માર્ગમાંથી બચાવી અભય માર્ગ બતાવનાર્ અન્ન આપનાર અને વિદ્યા ભણાવનાર એ સર્વ ગુરૂ કહેવાય છે. ગમે તેવા સારા માઠા પ્રસંગમાંથી ગુરૂ શોધી જ્ઞાન પ્રાપ્ત કરવું; એટલુંજ

નહિ પણ ધણી ધણી અડચણ કરનારને પણ ગુરૂ ગણી તેમાંથી બોધ લેવો એ ગુણગ્રાહીનું લક્ષણ છે.

( ગુરૂ દત્ત (દત્તાત્રી) ના ચોવીશ ગુરૂ ).

તત્ત્વજ્ઞાની ગુરૂ દત્તે એવાજ પોતાના ગુણશીલ સ્વભાવથી પૃથ્વી–પવન–આકાશ–પાણી–અગ્નિ–ચંદ્ર–સૂર્ય–કબુતર–અજગર–સમુદ્ર–પતંગ–મધમાખી–હાથી–મધુમાખી, હરણ–માછલી–પિંગળાવેશ્યા–સમડી–અજ્ઞાન બાળક–કુંવારી કન્યા–તીર બનાવનાર–સાપ–કરોળીઓ તથા ભમરી એ ચોવીશને ગુરૂ માની તેમાંથી બોધ લીધો હતો. એ પ્રમાણે આપણે:—

(૧) પૃથ્વી પાસેથી નિંદા સ્તુતિ સહનતા અને પહાડો પાસેથી દૃઢતા શીખવી. તથા તે પરનાં વૃક્ષો જેમ ફળ મુળ આદિ બીજાને આપે છે તેમ આપણે પરોપકારી થવું.

(૨) પવન પાસેથી સ્વાદાસ્વાદની સ્તુતિ નિંદાનો ત્યાગ.

(૩) આકાશ જેમાં સૂર્ય છે ને તેનો પ્રકાશ ચોફેર ફેલાઇ રહ્યો છે તે પ્રકાશ સ્થાનનો નાશ થવાથી પાછો સૂર્યમાં મળે છે ને કોઇના પર પડવાથી જેમ તેનું તેજ

ઘટતું નથી તેમ ઇશ્વરની શક્તિ આકાશ પ્રમાણે સર્વમાં છે ને જીવના મરવાથી તે શક્તિની હાનિ ન થતાં પોતાના તેજથી સદાય પ્રકાશે છે એ જ્ઞાન આકાશને જોઇ મેળવવું.

(૪) પાણી જેમ નિર્મળ હોઇ જગતની મલીનતાને ટાળે છે તેમ જ્ઞાનિએ શુદ્ધ ચિત્તે બોધ કરી બીજાને સુધારવા.

(૫) અગ્નિની પેઠે જે મળે તેમાં આનંદ માની દાતાને દોષથી મુક્ત કરવો.

(૬) ચંદ્ર તેની કળા જેમ વધે ઘટે છે છતાં પોતાના સ્વરૂપે રહે છે તેમ પરમાત્માનો પ્રકાશ અનેક જન્મમાં છતાં પોતે અલગ અને પોતાની મેળે પ્રકાશે છે એ જાણવું.

(૭) સૂર્ય જેમ જળને શોષી પાછું વૃષ્ટિ કરી આપી દે છે તે પ્રમાણે મળેલી સંપત્તિ ખર્ચાઇ જશે તો હું નિર્ધન થઇ જઇશ, એવો લોભ ન રાખતાં તેનું દાન કરવું. વળી સૂર્યબિંબ જળમાં પડવાથી જેમ ઘણા સૂર્ય દેખાય છે; પરંતુ સૂર્ય તો એકજ છે તેમ પરમાત્મા ઇશ્વરનો પ્રકાશ સર્વમાં છતાં તે પોતે એકજ છે એવું જ્ઞાન સૂર્ય માંથી મેળવવું.

(૮) કબૂતરની પેઠે માયાના બંધનથી મુક્ત રહેવું.

(૯) અજગરની પેઠે જ્ઞાનિમનુષ્યે મેળવેલી સ્થિતિમાં સંતોષ માની શાંત અને સુખરૂપ રહેવું.

(૧૦) સમુદ્રના જેવી ગંભીરતા રાખવી અને હાનિ લાભનો હર્ષ શોચ ન કરવો.

(૧૧) પતંગની પેઠે સ્ત્રી પુત્ર પુત્રાદિકના મોહમાં ફસાઇ ન પડાય તે માટે સાવચેત રહેવું.

(૧૨) મધમાખીએ સંઘરી રાખેલું મધ જેમ બીજાને હાથ જાય છે તેમ લોભીઆનું ધન બીજા ભોગવે છે માટે લોભવૃત્તિ ન રાખવી એ ગુણ મધમાખી પાસેથી લેવો.

(૧૩) હાથી જેમ બનાવટી હાથણીના મોહમાં ભૂલાવો ખાઈ બંધાઈ જાય છે તેમ જ્ઞાનિએ મોહપાસથી બંધન ન થાય એ માટે સાવધ રહેવું.

(૧૪) મધુમાખ લોભી થઇ મધુ એકઠું કરે છે અને (મધુવા) વાઘરી લઇ જાય છે એ જોઇ કોઇ વસ્તુનો ઘણો સંગ્રહ ન કરતાં ઉદાર દિલે ખર્ચવું.

(૧૫) હરણ જેમ મધુર રાગ સાંભળી બંધનમાં પકડાઈ જાય છે તેમ જ્ઞાનિ મનુષ્યે એ બનાવટી મીઠા બોલમાં ફસાઇ ન પડવું.

(૧૬) **માછલી** એ ખાવાની લાલચે જાળમાં બંધાઇ જીવ ખુવે છે, માટે જીભ રસને વશ ન થવું.

(૧૭) **પીંગળા** વેશ્યા પોતાનો હલકો ધંધો મુકી પ્રભુનું સ્મરણ કરી જેમ મુક્તિ પામી તેમ આપણે જ્ઞાનિ થઇ સુધરવા પ્રયાસ કરવો.

(૧૮) **સમડી** ખાવાનું લઇ ઉડતી હતી. તેને બીજી સમડીઓ મારવા આવતાં તેણે ખાવાનું નાંખી દીધું તેમ માયા અથવા જરને જોખમ જાણી તેથી વિરક્ત રહેવું.

(૧૯) **અજ્ઞાન બાળક** જેમ કોઇ પણ જાતના વિકારને વશ ન થતાં સદા આનંદરૂપ રહે છે તેમ જ્ઞાનિએ નિરંતર પ્રસન્ન રહેવું.

(૨૦) **કુમારિકા** (છોડી) જેમ એકલી ઘરમાં ચોખા ખાંડતાં હાથમાનાં કંકણોનો ખડખડાટ સાંભળી એક પછી એક ફોડતી ગઇ ને છેવટ જ્યારે એકજ રહ્યું ત્યારે ખડખડાટ ન થયો તે પ્રમાણે જ્ઞાનિએ બનતે પ્રયત્ને એકલા રહી પ્રભુનું સ્મરણ કરવું.

(૨૧) **તીર બનાવનાર** એ જ્યારે પોતાના ધ્યાનમાં હતો ત્યારે પાસેથી રાજાની સ્વારી નીકળતાં તે તરફ નજર

ન કરી તે પ્રમાણે જ્ઞાનિએ સર્વ ઇંદ્રિયો વશ રાખી પ્રભુનું ધ્યાન કરવું.

(૨૨) સાપ એ પોતાને માટે ઘર ન બનાવતાં ઉંદરના દરમાં રહે છે તેમ જ્ઞાનિએ ઘરબારના લોભમાં ન પડતાં જ્યાં રાત પડે ત્યાં રહેવું;

(૨૩) કરોળીઓ એ પોતાના મોંમાંથી તાંતણો કાઢી પાછો ખાઇ જાય છે. એ પ્રમાણે જ્ઞાનિએ પરમેશ્વરને ઓળખી તેનાથી ચોરાશી લાખ યોની ઉત્પન્ન થઇ અંતે જીવાત્મા તેમાંજ સમાઇ જાય છે એવું સમજી ઘટ ઘટ વ્યાપક પ્રભુના ધ્યાન સ્મરણમાં લીન રહેવું.

(૨૪) ભમરી એ માટીનાં ઘર બાંધીને તેમાં દાખલ થવાનાં કાણાં રહેવા દે છે પછી ઝીણાં જીવડાં વગેરે લાવીને તેને ડંખ મારી અંદર મૂકી કાણાં માટીથી પુરી દે છે ને પછી કેટલેક દિવસે પેલા ડંખના સ્મરણથી પેલાં જીવડાં જેમ ભમરીરૂપ થઇ જાય છે એમ જ્ઞાનિએ ઇશ્વરમાં ચિત્ત ચોંટી ઇશ્વરસ્વરૂપ થઇ જવું.

સંસારવ્યવહારમાં વારંવાર જ્યારે માઠો અનુભવ થાય છે ત્યારે દુર્જનને પણ આપણે ગુરૂ ગણી, તેથી થએલા

ગુરૂસ્થાનને ગુરૂદક્ષિણા માનીએ છીએ એવી ગુરૂદક્ષિણા વારં-વાર દેવી ન પડે ને દુર્જનોની કપટજાળનો ભોગ થઈ ન પડાય તે માટે સાવધ રહેવાની, તેમજ વૃદ્ધ વડિલોનાં કડવાં વચનો સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવાની ઘણી જરૂર છે.

આજકાલ ગુરૂનો કાંઇ ટોટો નથી; પણ ખરો માગ બતાવનાર સદ્દગુરૂ તો વિરલાજ છે તે વિષે કહ્યું છે કેઃ—

**गुरवो बहुवः शान्ति शिष्यवित्तापहारकाः ॥**
**त्वमेक दुर्लभं मन्ये शिष्यहृत्तापहारकम् ॥**

**ભાવાર્થ**—શિષ્યનું ધન હરનારા ગુરૂઓ તો ઘણા હોય છે; પણ શિષ્યના હૃદયમાં થતા તાપને ટાળનાર એવો તો એક ગુરૂ પણ ગોત્યો મળતો નથી. વાસ્તે ગુરૂ કરતાં બહુ સંભાળ રાખવી ને જેને તેને ઝટ ગુરૂ બનાવી અંધ-શ્રદ્ધાથી દોરાવું નહી. વળી કહ્યું છે કે—

ગુરૂ લોભી ચેલા લાલચી, દોનોં ખેલેં દાવ;
દો બિચારે ક્યું તરે, ચડે પત્થરકી નાવ.

માટે ખરા ગુરૂ કેવા હોય છે તે વિષે કહ્યું છે કે

**गुरवो निर्मलाः शान्ताः साधवो मितभाषिण ।**
**काम क्रोध विनिर्मुक्ताः सदाचार जितेंद्रियाः ॥**

ભાવાર્થ—ગુરૂ સદા શાન્ત નિર્મળ મધું ને થોડું બોલનાર, કામ ક્રોધ રહિત અને સદાચાર વડે ઇંદ્રિયોને જીતેલી હોય છે. આપણામા એક કહેવત છે કે—

ગુરૂ બ્હેરા ગુરૂ બોબડા, ગુરૂ દેવનકા દેવ;
ચેલા હોય સુલક્ષા, (તો) કરે ગુરૂકી સેવ.

ભાવાર્થ—તેના વિષે એવું સમજવું કે ગુરૂ બ્હેરા એટલે જેને નિંદા સ્તુતિની દરકાર નથી, ગુરૂ બોબડા એટલે ખોટાં વાક્ય જેના મુખમાંથી નીકળતા નથી. એવા ગુરૂની સેવા કરવી યોગ્ય છે.

વળી સુંદરદાસ મહાત્માએ પણ કહ્યું છે કે:-

( સવૈયા. )

ધીરજવંત અડિગ્ગ જિતેંદ્રિય નિર્મળ જ્ઞાન ગહ્યોદૃઢ આદૂ,
શીલ સંતોષ ક્ષમા જિનકે ઘટ લાગી રહ્યો સ્વ અનીહદ નાદૂ;
ભેખન પક્ષ નિરંતર લક્ષજું ઓર કછુ નહિ વાદ વિવાદૂ,
યે સબ લછન હૈ જિન માહિસુ સુંદરકે ઉરહૈ ગુરૂ દાદૂ.

ભાઇઓ! આપ સર્વેનું જીવન વિદ્યા સાથે શરૂ થઇ ભવિષ્યમા પણ વિદ્યાના વ્યવહારમાંજ જોડાયલું જાણી શિક્ષક પ્રત્યે સર્વેને પૂજ્ય બુદ્ધિ ઉપજે છે; કેમકે શિક્ષક પણ ગુરૂ સ્વરૂપ છે. માતા માત્ર પોતાના બાળકનેજ જન્મ આપી

તેનું જતન કરે છે; પરંતુ શિક્ષક તો જન્મ નહિ આપનાર છતાં સર્વ બાળકોને વિદ્યારૂપી જીવિત-દાન દેનાર તથા નાત-જાતના ભેદ વગર ઉચ્ચ માર્ગે ચઢાવનાર મહાન્ પિતા જ છે. ભણેલાની ચાર આંખો કહેવાય છે; કેમકે તે બહારની બે ચર્મ ચક્ષુઓ ઉપરાંત હૃદયની બે જ્ઞાનચક્ષુ વડે અગમ નિગમ જોઇ શકે છે અને અભણ મનુષ્ય જ્યારે પશુ તુલ્ય પોતાનું જીવન પુરૂં કરે છે ત્યારે ભણેલાં માણસ 'સંસારના સર્વ વ્યવહારનો હેતુ તથા ઇશ્વર સંબંધી અપૂર્વ જ્ઞાન મેળવી મનુષ્ય જીવિતનું સાર્થક કરી શકે છે. આ ઠેકાણે ભણતરનો અર્થ-કેવળ વાંચવું લખવું કે હિસાબો ગણી જવા એટલોજ નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે ઉચ્ચ આચરણ શીખી ઇશ્વરને ઓળખવા ને તેને પ્રસન્ન રાખવા કેમ વર્તવું તે સંબંધી જ્ઞાન મેળવવાનો છે. પેટ પડેલાં છોકરાંઓને પિતા જેમ પાળી પોષી તેનું સારૂં થવા સદોદિત કાળજી રાખે છે તે પ્રમાણે નાદાન છોકરાઓને અમુલ્ય જ્ઞાનદાન દઇ તેને ઉત્તમ પુરૂષ સુશીલ સદાચરણી અથવા કુશળ પુરૂષ શી રીતે બને તે માટે ખંત રાખી તેને શિક્ષણ આપવાનું મહાન્ કામ શિક્ષકોનાજ હાથમાં છે એથી જે શ્રમ પડે છે તેની કીંમત મળતા પગારથી થઇ

શકતી નથી; પરંતુ પરમેશ્વર પોતે આપણી એ સેવાથી પ્રસન્ન થઇ તેનો બદલો સંપૂર્ણ આપશેજ એવું ખાતરીથી સમજી ઉત્સાહથી હાથ ધરેલું કામ કરવાનું છે. આપણા ગુણો આખા જગતમાં ઘેર ઘેર પ્રચાર પામશે અને આપણાજ દરેક ગુણનું અનુકરણ કરશે.

શિક્ષકનો દરજ્જો અને યશ જેમ અતિ મોટો છે તેમ તેની જોખમદારી અને જોખમ કંઇ ઓછાં નથી. આપણા હાથ નીચે કેળવણી લીધેલાં બાળકો જ્યારે શિક્ષક તરીકે કામ કરશે ત્યારે તેઓ ખરા મનથી આશીર્વાદ આપશેજ.

એક શાસ્ત્રકાર અથવા ધર્માચાર્ય કરતાં શિક્ષકનો દરજ્જો કાંઇ ઉતરતો નથી કિંતુ તેથી પણ વિશેષ છે. કેમકે શિક્ષક જો મનરૂપી ક્ષેત્ર બરાબર ખેડી તૈયાર કરે નહિ તો તેમાં ધર્મનાં કે જ્ઞાનનાં બીજ ઉગે નહિ ને ધર્મના જ્ઞાન વિના સઘળું વ્યર્થજ છે. કેટલાક અજ્ઞાની લોકો આવા મહાન્ ઉદ્યોગને ઉતરતો ગણે છે તે તેમની સમજ શક્તિનીજ ખામી સમજવી; કેમકે દુનીઆની જે જે પ્રજાઓ, ઉચી સ્થિતિએ પહોંચી છે તે તેના શિક્ષકોના પરિશ્રમનેજ આભારી છે. યુરોપના એક ન્હાનામાં ન્હાના ગામડામાં જેટલું તેના પાદરી ( ધર્મગુરૂ )નું માન હોય છે તેટલુંજ તેના માસ્તર ( શિક્ષક ) નું પણ માન તથા પ્રતિષ્ઠા છે. આપણા

દેશમાં તો છેક વેદ વારાથીજ ગુરૂ આચાર્ય અને શિક્ષકની ઘણી પ્રતિષ્ઠા છતાં હાલ તેની જે અવજ્ઞા થતી જણાય છે તેમાં સઘળો દોષ લોકોનો કાઢવા જેવું નથી; કેમકે તે વખતના શિક્ષકો ઉદરનિમિત્ત પગારને ખાતર અથવા પેટને વેઠ ગણી ભણાવતા નહોતા પણ તેમના દિલમાં પોતાનાં સંતાનો જેટલી ઉંડી લાગણી હતી.

ભણતર ઉપરાંત તેની આરોગ્યતાની તથા ભાવી જીંદગીની દરેક પ્રકારની તેઓ કાળજી રાખતા હતા અને તેઓ વળી એવુંજ સમજતા હતા કે અહા! પરમેશ્વરે મને બાળકોને ભણાવવારૂપી મહાન્ પરોપકાર કરવાની કેવી સરસ તક આપી છે! નિશાળમાં જે વિદ્યાર્થીનું ટોળું આપણી આસપાસ બેસે છે તે થોડા વરષમાં ઉમ્મરે પહોંચી સંસારમાં પડશે તે વખત તેમના સુખ દુઃખનો પણ હું જવાબદાર છું; માટે મારે તેની કાળજી રાખવીજ જોઇએ.

આજે તો આ ભાવના ગુરૂમાં ક્વચિત્ જોવામાં આવે છે ને કેટલેક સ્થળે તો શિખવવામાં પણ સંકુચિત વૃત્તિ જોઇએ છીએ ત્યારે અંત્યંત સંતાપ થાય છે.

આ સેવકને પણ શિક્ષક થવાની ઘણી લાગણી હતી. તેથી સંને (૧૯૦૪) ની સાલમાં મ્યુ. લોકલ-નં.

૨૬ ની સ્કૂલમાં ઉમેદવારી કરી અને મોનીટર તરીકે રૂ. ૪-૦-૦ ના માસિક પગારથી સેવા બજાવી હતી.

તે છતાં મર્હુમ. રા. બા. લાલશંકર ઉમીયાશંકર ત્રવાડીની હયાતીમાં તેમની આજ્ઞાનુસાર તા. ૧૪-૯-૦૮ થી રાયપુર દરવાજા બહાર ખસીપુરામાં સ્કૂલ ઉઘાડી તે દરમ્યાન મારા પિતાજીના મરણથી રાજીનામું આપી ઘેર રહેલો; પણ પાછો વિદ્યાર્થીના પ્રેમથી દાખલ થયો. તે પછી ઇશ્વરેચ્છા અનુસાર મારા બંધુનું મરણ થવાથી ઘરનો બોજો માથે પડવાથી રાજીનામું આપવાની ફરજ પડી. તેમાં પણ મહેતાજી. યુ. એમ. સોલંકી ગેરહાજર રહી ગએલા તેથી રા. બા. રમણભાઇ સાહેબે બોલાવ્યાથી વેપારનો લોભ ન રાખતાં જ્ઞાતિ વિદ્યાર્થીના સુધારા અર્થે અને સ્થાપન કરેલી શાળાને નુકસાન ન પહોંચે માટે બીજો લોભ ન રાખતાં સંતોષ રાખી તે કામ પાછું જારી રાખ્યું છે તે ઇશ્વરકૃપા હશે ત્યાં સુધી ચલવવા ઇશ્વર સદ્બુદ્ધિ આપો.

અમારા વિદ્યાગુરૂ મિશન. નં-૩ માં માધવજી કરસાજી એક ખેડુત હતા, ને હાલમાં પણ શાહવાડીમાં રહે છે તેમના વચનામૃતથી અને આપેલી કેળવણીના પ્રભાવથી દાસ હાલ સુખી જીંદગી ભોગવે છે અને હેડ મહેતાજીનો હોદ્દો બજાવે છે. માટે એવા ગુરૂને ધન્યવાદ

આપવો ઘટે છે. એમને કાંઇ મારી શક્તિ મુજબ ભેટ આપું તે તેમના આપેલા વિદ્યાધનની બરોબરી આવી શકશે નહિ. આપણા આચાર્યગુરૂને જો કાંઈ દર વર્ષે ન આપીએ તો તેમના મનમાં ખોટું લાગે અને કદાચ તેમને માંગવાનો પ્રસંગ આવે તો શરમાવીને પણ ભેટ પૂજા લેછે. તેમાં તેઓ નાનપણમાં કાનમાં શબ્દરૂપી ફુંક મારીને ગુરૂ થયા એટલે આપણી જીંદગી હોય ત્યાં સુધી તેમનો કર રજીષ્ટર થઇ ગએલો હોય છે. નાત લગ્ન અથવા કોઇ સારા પ્રસંગે તેમને તેડવા પડે છે; પણ વિદ્યાગુરૂને કોઈ પણ બોલાવતા નથી તે દિલગીર થવા જેવો પ્રકાર છે અને ખરૂં કહિયે તો તે બધી કેળવણીની ખામી છે. ચાર આંખો કરનાર–નીતિની શિખામણ આપનાર–જીંદગીના સુખી રસ્તે ચઢાવનાર વિદ્યાગુરૂનો આ વખતમાં કોણ ભાવ પૂછે ? ભણાવે છે તે માટે લોકો એમ સમજે છે કે પગાર ખાય અને ભણાવે છે તેમાં તેમનો ઉપકાર શો માનવો ? પણ ભાઇઓ ! ધનથી નહિ; પણ મનથી પોતાના વિદ્યાગુરૂને શુભ પ્રસંગે માન આપવું તે સુશિલ વિદ્યાર્થીની ફરજ છે. આપણા આચાર્યગુરૂને જો કોઇ પ્રસંગે આમંત્રણ ન આપીએ તો તેમના દિલમાં ખોટું લાગે છે; પરંતુ ઇશ્વર ન

કરીને કોઇના ઘેર અવસાન થયું હોય અથવા કોઇ વિપત્તી સમય હોય ત્યારે તે આચાર્યગુરૂઓ આશ્વાસન આપવા આવે છે?

તેમણે તો કાનમાં ફુંક મારીને કહ્યું કે ધર્મમાં ભાગ ને પાપમાં નહિ એટલે સમજો કે સુખમાં ભાગ દુઃખમાં નહિ. ગામડામાં શિક્ષકોનું સારૂં માન જોવામાં આવે છે તે પણ મારી ધારણા પ્રમાણે નામદાર ગાયકવાડ સરકારના ફર-જીઆત કાયદાને લીધેજ શિક્ષકોને માન આપે છે. કોઇ રાજી ખુશીથી અગર વગર લાલચે માન આપનાર વિરલા હોય છે.

શ્રી કૃષ્ણ પરમાત્મા અને સુદામા તેમના ગુરૂ શાંદિપત રૂષીની કેટલીક સેવા કરતા હતા અને તેમના પ્રત્યે કેટલુંક માન આપતા હતા. તે નહોતા જાણતા કે હું યદુકુળનો રાજા છું અને ઇશ્વરી અંશ છું; માટે સેવા શાની કરૂં; પરંતુ દુનિયાનો વ્યવહાર ચલાવવા ખાતરજ તેઓ તેમ વર્તતા હતા. તેમજ શ્રી રામચંદ્રજીને ગુરૂ વશિષ્ઠે કેટલો બધો બોધ આપ્યો હતો? તેની યોગવાશિષ્ઠ રામાયણ બનેલી છે. તેમજ વળી વાંચનમાળાની પહેલી ચોપડીના પાઠ (જી) માં નિશાળીઆને શિખામણમાં લખ્યું છે કે. (ગુરૂને બાપ સમા ગણો મળશે સારૂં જ્ઞાન) માટે તે ઉપરથી સમજવું કે વિદ્યાગુરૂ અને પિતાજીમાં ફેર સમજવો નહિ. પિતાજી—

વૃદ્ધ—રોગી—કે નિર્ધન હોય તો તેમના પ્રત્યે પુત્રનો પૂજ્ય ભાવ ઓછો થતો નથી તેવીજ રીતે ગુરૂને માન આપશો તો આ લોકમાં તેમજ પરલોકમાં ઇશ્વર સુખી રાખશે અને પરમાત્મા સહાય કરશે. વળી સતગુરૂના સંગ વિષે કહ્યુ છે કેઃ—

( હરીગીત છંદ )

જેવું મનોહર છે પડેલું જળ કમળના પાનમાં,
તેવું મનોહર અતિ ચપળ જીવન્ન સમજવું સાનમાં;
ક્ષણુ વાર પણુ જે સતગુરૂનો સંગ લેશ કરાય છે,
તે એક ભવસાગર ઉતરવા વહાણુ રૂપે થાય છે.

વળી એક વિદ્વાન કહે છે કે—આપણો ભાવી જમાનો સારો નરસો બનાવનાર શિક્ષક છે, મૂર્ખ કે વિદ્વાન ધર્મી કે અધર્મી શૂર કાયર ધનવાન કે દરિદ્રી માણુસની સઘળી સ્થિતિને શિક્ષકનું મુખ્ય અવલંબન છે. માટે તે અવલંબન અથવા આધાર રૂપ પોતાના ઉદ્યમને દરેક શિક્ષકોએ શુધ્ધ પવિત્ર તથા સર્વોપરી ગણી દૃઢતાથી તેમાંજ નિમગ્ન રહેવું અને પરમાર્થી મનુષ્યો જેમ પોતાનું જીવતર સફળ કરવા નાના વિધ ઉદ્યોગોમાં એક ચિત્તે મચ્યા રહે છે તે પ્રમાણે આપણે આપણા બાળકોને કેળવવામાં પોતે જાતે

મેળવેલી કેળવણીમાં વધારો કરી તેને ખીલવવામાં તથા જેથી જગતનું શ્રેય થાય તેવાં પ્રયત્નો કરવામાં પાછળ રહેવું યોગ્ય નથી. અજ્ઞાનીને અને ગરીબને માટે જેમ કાળજી કરવાની છે તેમજ દુઃખી અને દુર્ગુણીના ઉપર પણ દયા કરી જે ઇશ્વરપદની ઓળખ કરાવે છે તેને ગોવિંદ (ઇશ્વર) કરતાં ગુરૂપદની બલિહારીને ઉપલું કથન લાગુ પડે છે.

વળી એક મહાત્મા કહે છે કે—દુનીઆમાં જન્મ લઇ વિદ્યા ભણ્યો નહી તેમ ઇશ્વરને યાદ કર્યા નહી તેમનું જીવતર એળે જાય છેઃ—

"દશ માસ રહો જબ ગર્ભ મહીં તબ ઇશ્વરસેં તુમ કૌલ કિયા,
પ્રભુ બાહર વૈહીકેં ભક્તિ કરૂં તેહી કારન તોહિ નિકાલ દિયા;
ઇતઆય જગતમેં ભૂલ ગયે તેહી કારન લોગ ભયે દુખિયા,
કવિ 'દીહલ' હેમન ચેત કરો ભજ રામ સિયા જિનજન્મ દિયા.

આ ચોપડી મ્હારા. શિક્ષક બંધુઓ તથા વિદ્યાર્થી તથા સમજુ પુરૂષોના હસ્તકમળમાં મુકું છું તે વાંચી ગુણ ગ્રહણું કરશો તો દાસની કરેલી મહેનત સફળ થશે. એવું સમજીશ. શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !



# ગુરૂમહિમા પ્રભાતી રાગપદ.

અબધુ જોગી અમદાવાદમાં, અવલીઆ મહારાજરે;
પ્રભાતે ઉઠીને દર્શન પાયો, મલુકદાસ મહારાજરે. ૧
મલુકસ્વામિના મંદિરમાં તો, રાઘવાનંદની રિદ્ધરે;
ત્યાગી તત્વમાં પ્રવિણ પોતે, સ્વામિ મોટા સિદ્ધરે. ૨
રીત ધર્મ રામાનંદ પાળે, આવે સંત અપારરે;
મેળો કર્યો જ્યારે મલુકસ્વામિએ, મળી વર્ણ અઢારરે. ૩
સાહેબ સ્હામી સુરત જેની, ધ્રૂના જેવું ધ્યાનરે;
મોહ મત્સર નહિ મંછારામમાં, ગોરખ જેવું જ્ઞાનરે. ૪
ચતુર્ભુજને ચરણે નમું, જપું નારાયણનું નામરે;
અંબાજીની ઓળગ કરૂં, સેવા શાલિગરામરે. ૫
દયાળુ હનુમાન દયા કરો, અંજનીના અબધુતરે;
પવનસુત હું પાયે લાગું, રામકેરા દૂતરે. ૬
જપ તપ જોગીરાજજી, નિર્મળ નારાયણ નામરે;
ખાખી તો માંહી ખૂબ ડીયે, બાવો બાલારામરે. ૭
રામજીના ચરણરાગી, ઇચ્છા અમરપુરી આવાસરે;
ધજા નાળીએર ચડે ધૂપ, બેઠક બહુનામીની પાસરે. ૮
મોહન ગાય છે મહાસુખ પામી, ચરણે રાખો સંતરે;
ઇશ્વર નહી અન્ય પ્રભુ, ઉદ્ધારોને ભગવંતરે. ૯

---

આ ચોપડી છપાવવા સારૂ નીચેના વિદ્યાર્થિયો અને ગૃહસ્થોએ અગાઉથી આશ્રય આપવાથી હિમ્મત રાખી નથી માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

| | | | |
|---|---|---|---|
| વણકર | મોતી પુરૂષોત્તમ | ખસીપુર. | રૂ. ૧-૮-૦ |
| ,, | ખેમા લલ્લુભાઇ | ,, | રૂ. ૧-૮-૦ |
| ,, | નથુ શંકરભાઇ | ,, | રૂ. ૧-૮-૦ |
| ,, | મગન ધુળાભાઇ | ,, | રૂ. ૧-૮-૦ |
| ,, | સાંખા વરૂભાઇ | નરોડા. | રૂ. ૧-૮-૦ |
| ,, | જુગલ જેઠાભાઇ | ખસીપુર. | રૂ. ૧-૮-૦ |
| ,, | શંકર આશારામ | ,, | રૂ. ૧-૮-૦ |
| ,, | રણછોડ પ્રાગજી | ,, | રૂ. ૧ |
| ,, | શિવા રામજી | ,, | રૂ. ૧ |
| ,, | ધુળા આંબાજી | ,, | રૂ. ૧ |
| પટણી. | મૂળચંદ ઉકાજી | સારંગપુર | રૂ. ૧ |
| ,, | ગંગારામ જેઠાજી | ,, | રૂ. ૧ |
| ,, | કાલુભાઇ ગંગારામ | આસ્ટોડીયા | રૂ. ૧ |
| અગીયાવી | ધુળા માધાજી | ઝમરખ | રૂ. ૧ |
| ,, | કાલીદાસ પુંજાજી | દરીયાપુર | રૂ. ૧ |
| | | | ૨૨ |